# સી. આર. દાસનું જીવન.



મેનેજર–સરસ્વતીભવન

મદનગોપાળની હવેલી.

અમદાવાદ.

મૂલ્ય એક આનો.



## દેશબંધુ

# ચિતરંજનદાસ.



લખનાર—રા. ભાવજી દામજી શાહ.



પૂર્વ બંગાળામાં વિક્રમપુર નામનો એક જાણીતો તાલુકો છે, તે ગૌડ સામ્રાજ્યના કેન્દ્રસ્થ તરીકે હતો, પૂર્વે તેનું ગૌરવ અત્યંત હતું, પરંતુ અત્યારે તો તે નષ્ટપ્રાય થઇ ગયા જેવુંજ છે. હાલ ત્યાં છુટા છવાયાં ખંડીયેર માત્ર અવશેષ રહી જવા પામ્યા છે. આ વિક્રમપુર તાલુકાના **તેલીરબાગ** નામના એક ગામમાં દાસવંશના પિતા—પિતામહ વગેરે વસતા આવ્યા

છે. તેઓ વર્ણે વૈશ્ય છે, (ચિત્તરંજનના દાદા જગદ્બંધુદાસ વિક્રમપુરમાં મુખ્તયારી કરતા હતા, તેમની આવક ઘણી સારી હતી. છતાં તેમની અતિશય દાનવીરતાના પરિણામે તેઓ ધનસંચય કરી શકયા નહિ. તેમને ભુવન મોહનદાસ નામે એકજ પુત્ર હતા કે જેઓ ચિત્તરંજનદાસના પિતા થાય છે. તેઓ કલકત્તા હાઈકોર્ટના સુપ્રસિદ્ધ એટૉની હતા અને કલકત્તામાંજ રહેતા, તેમની પ્રતિભાશક્તિ અગાધ હતી તેથી તેઓ જે પક્ષ લઈને હાઈકોર્ટમાં જતા તે પક્ષની અવશ્ય ફતેહજ થતી હતી. તેઓ વૈષ્ણવ ધર્મ ત્યજી બ્રાહ્મ સમાજમાં દીક્ષિત થયા હતા. મનુષ્યની લાયકાત કોઈ સ્થળે છૂપી રહેતી નથી એ મુજબ તેમણે સમાજમાં પણ ઘણી કીર્તિ સંપાદન કરી હતી, એટલુંજ નહિ પરંતુ તેઓ તે વખતના ઉપદેશકો અને નેતાઓમાંના એક ગણાતા હતા. ભુવન મોહનબાબુની દાનવીરતા અતિશય હતી, તેથી તેમનો સ્વજનવર્ગ તેમને પાગલ ગણતો હતો. જો તે ધારત તો અવશ્ય ઘણું ધન એકઠું કરી શકત, પરંતુ તેમ ન કરતાં ઉલટું કરજ કરી બેઠા. એક વખત એક માણસને માટે ચાલીસ હજાર રૂપીયાના જામીન થયા હતા, તે માણસ ધુર્ત હતો એટલે તેનો સ્વાર્થ સધાઈ ગયો કે તરતજ બદલાઈ ગયો અને કરજ તો તેમના

ગળે વળગીજ રહ્યું. આટલું મોટું કરજ ચૂકવવાની તેમની શક્તિ નહોતી, તેથી આખરે અદાલતમાં જઇને તેમને નાદારીમાં નામ નોંધાવવાનો વખત આવ્યો, આથી તેમને જબરો આઘાત પહોંચ્યો અને તેની અસર તેમની તંદુરસ્તીપર થઇ આવી. ચિત્તરંજનદાસ આ દાનવીર નરના પુત્ર થતા હતા, વિક્રમ સંવત્ ૧૯૨૭ [ ઇ. સ. ૧૮૬૦ ] માં તેમનો જન્મ થયો હતો, પાછળથી તેમના પિતા ભવાનીપુરમાં રહેવા લાગ્યા, ત્યાંની લંડન મિશન સ્કુલમાં પ્રાવેશિક પરીક્ષા પસાર કરીને પ્રેસિડેન્સી કૉલેજમાં દાખલ થયા, અને સંવત્ ૧૯૪૭ [ ઈ. સ. ૧૮૮૦ ] માં બી. એ. ની પરીક્ષા પસાર કરી. બી. એ. થયા પછી ચિત્તરંજન ઇંગ્લંડ ગયા. તેમના પિતાની એવી ઉમેદ હતી કે આ પુત્ર સિવિલીયન થઇને આવે તો પોતાના કુળની પ્રતિષ્ઠા વધે અને ધીરેધીરે કરજમાંથી પણ મુક્ત થવાતું જવાય. તેથી લંડન પહોંચીને તેમણે સિવિલ સર્વિસ માટે તૈયારી કરી અને સાથે સાથે કાયદાનો અભ્યાસ પણ કરતા ગયા. સિવિલસર્વિસ અને કાયદાનું અધ્યયન તો ઘણા લોકો કરે છે. પરંતુ અધ્યયન કાળમાં સાર્વજનિક હીલચાલમાં ભાગ લેવો એ બધાથી બનતું નથી, છતાં આ અસાધારણ પંક્તિના પુરૂષ હતા, તેથી સાર્વજનિક હીલચાલમાં

સારો ફાળો આપતા હતા, ચિત્તરંજન સિવિલસર્વિસની પરીક્ષા આપી ચૂક્યા હતા, પરંતુ તેનું પરિણામ આવ્યું ન્હોતું, એ અરસામાં વિલાયતમાં હિંદના દાદા દાદાભાઇ નવરોજીની તરફથી ફરીફરીને વ્યાખ્યાનો આપવાં શરૂ કર્યાં અને તેથી વિલાયત તેમજ હિંદના કેળવાયલા વર્ગમાં તેમની પ્રશંસા ઘણી થતી ચાલી. દરમ્યાન ચોક્કસ દિવસે સિવિલ સર્વિસ પરીક્ષાનું પરિણામ આવ્યું તેમાં ચિત્તરંજન પસાર થયા પરંતુ નોકરી મળી નહિ, તેનું ખરૂં કારણ એ હતું કે તે પરીક્ષામાં જેટલા પસાર થાય છે તે બધાને નોકરી મળી શકતી નથી, પરંતુ સરકાર પાસે જેટલી ખાલી જગાઓ હોય તેટલી જ જગાએ પસાર થયેલા જનોને ગોઠવવામાં આવે છે. નોકરી નહિ મેળવનારાઓમાં તેમનું નામ પ્રથમ હતું, તેથી ઘણે ભાગે તેઓ એમ કહ્યા કરતા—" **I Come out first in the unsuccessful list.** " મતલબ કે " હું નાપાસ થનારાઓમાં પ્રથમ હતો. " આ હકીકતથી તેમના પિતાને ઘણું દુઃખ લાગ્યું, પરંતુ બારીસ્ટરની પરીક્ષા તો તેઓ પસાર કરી ચૂક્યાજ હતા. ચિત્તરંજન સંવત્ ૧૯૫૦ [ ઇ. સ. ૧૮૯૩ ] માં વિલાયતથી પાછા ફર્યા. એક બારીસ્ટરને પોતાની પ્રતિષ્ઠા બેસાડવાને ઘણો બાહ્યાડંબર કરવો

પડે છે, ઘણા ઠાઠમાઠથી રહેવું પડે છે, પરંતુ તે વખતે તેમની પાસે એવું કશું ઉપયોગી સાધન હતું નહિ. આ વિષે તેમના કુટુંબમાંના એક શ્રી સુકુમારદાસ ગુપ્ત તેમના જીવનચરિત્રમાં લખે છે કે "ચિત્તરંજનની આર્થિક દશા ઘણીજ કફોડી હતી. બન્ને ટંક પુરતો ખોરાક સુદ્ધાં મળી શકતો ન્હોતો." આ દશા ઓછા વધતા પ્રમાણમાં લગભગ પંદર વર્ષ સુધી ચાલતી રહી, બીજી તરફ માથે કરજનો બોજો હતો, ચિત્તરંજનને પણ પોતાના પિતાની માફકજ પોતાનું નામ નાદારીમાં નોંધાવવું પડયું હતું, કેમકે જેની પાસે ખોરાકના પણ વાખા હોય તે ચાલીસ હજાર રૂપીયા કયે ઝાડેથી લાવી આપી શકે, પરંતુ એટલું તો ખરૂંજ, કે તે વિષેની કાળજી રહ્યા કરતી હતી. તેઓ તેમના પિતાના મોટા પુત્ર હતા, તેમને નાના બે ભાઇ તથા પાંચ બહેનો હતી, તેમના પાલન-પોષણનો તથા કેળવણીનો બોજો તેમની પર આવી. પડયો હતો, તેમણે પોતાના બન્ને નાનાભાઇઓને વિલાયત મોકલીને બારીસ્ટરની પરીક્ષા પાસ કરાવી. વચલા ભાઈ પ્રફુલ્લરંજનદાસ આજકાલ પટના હાઈકોર્ટના જડજ છે, તેઓ અંગ્રેજી સાહિત્યના અભ્યાસી તથા પ્રચંડ વિદ્વાન્ છે, નાના ભાઇ વસન્તરંજનની બારીસ્ટરી તો ખીલી નીકળી

હતી પરંતુ તેઓ ઘરડાં માબાપના અસ્તિત્વમાંજ નાની વયમાં પરલોક સિધાવી ગયા, મોટી બેન નાની વયમાંજ વિધવા થઇ ગઇ. તેમના બાળકોનો ભાર પણ તેમની ઉપર આવી પડ્યો. બે બીજી વિધવા બ્હેનો છે. એક બહેન અમલાદાસ ગુઆનું મરણ થઈ ગયું છે. તે ગાયન વિદ્યામાં ઘણા કુશળ હતા, કલકત્તા કોંગ્રેસમાં તેમના મુખેથી "વન્દે માતરમ્" નું ગાયન સાંભળીને શ્રોતા વર્ગ ચકિત થઈ ગયો હતો. કોંગ્રેસ પછી તેમણે પુરૂલિયા નામના ગામમાં અનાથો અને દુઃખીજનો માટે એક આશ્રમ સ્થાપ્યું હતું, તેમાં મુખ્ય આર્થિક સહાય ચિત્તરંજન આપતા હતા, પરંતુ સેવાનું કાર્ય કુમારી અમલાએ પોતાની ઉપર લઈ લીધું હતું. તે કાર્યના બોજાથી તેમનું આરોગ્ય બગડયું હતું. અને થોડા વખતમાંજ તેમના કર્મપરાયણ અવિવાહિત જીવનનો દીપક હોલવાઇ ગયો. હવે તો તેમના માતા પિતાનું મરણ પણ થઇ ગયેલું છે. પહેલાં તેમનાં માતા મરણ પામ્યાં અને તેની પછી લગભગ છ માસે વૃદ્ધ પિતા પણ પંચત્વ પામ્યા. આ બધા કૌટુંબિક દુઃખો સહન કરવામાં તેમના પત્ની વાસન્તી દેવી તરફથી ઘણી સહાયતા મળતી હતી. તેમણે વિશ્વવિદ્યાલયની કોઇ પદવી તો પ્રાપ્ત કરેલ નથી પરંતુ સાહિત્યનું રહસ્ય

ઘણી સુંદર રીતે ઉકેલી શકે છે. બંગાળી ઉપરાંત, સંસ્કૃત તેમજ અંગ્રેજી સાહિત્ય સાથે પણ સારો પરિચય રાખે છે, સાહિત્ય ચર્ચામાં પતિની સહચારિણી અને દેશવ્રતમાં અનુગામિની છે, તેમનો સ્વભાવ ઘણોજ સરળ અને લોકપ્રિય છે. તેમને વસ્ત્રાભૂષણનો આડંબર પસંદ નથીજ. તેમના જીવનનો વિશેષ સમય ઘરના કામોમાં અને ગુપ્ત લોકસેવા કરવામાં વ્યતીત થાય છે. પરંતુ ઈ. સ. ૧૯૧૬ માં મળેલી અમૃતસરની સમસ્ત ભારતીય મહિલા પરિષદનું પ્રમુખ પદ તેમનેજ લેવું પડયું હતું. તેમને મોટી સભામાં ભાષણ કરવાનો મહાવરો નથી, છતાં તેમનું ભાષણ ઘણું છટાદાર, બોધપ્રદ અને અસરકારક ગણાયું હતું. વ્યાખ્યાનમાં તેમણે જે બોધ આપ્યો હતો તેનું તાત્પર્ય એવું હતું કે "આપણો—સ્ત્રી સમાજનો આદર્શ સાવિત્રી અને સીતા છે તે લગાર પણ વિસરવો જોઈએ નહિ. જો જરૂર જણાય તો તે ભારતીય આદર્શમાં સુધારો કરીને તેને આજકાલને ઉપયોગી થઈ પડે તેવો બનાવવો ઘટે છે, પરંતુ ભારતના એ સનાતન આદર્શનો નાશ કરવો ન જોઈએ " વગેરે. ચિત્તરંજનદાસની સેવાઓ અથાગ છે, તેમનો આત્મભોગ જેવો તેવો નથી, તેમણે ભારતમાતાની સેવા અર્થે પોતાનું સર્વસ્વ સમર્પણ





કર્યું છે. અમદાવાદ ખાતે મળનારી છત્રીસમી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ તરીકે તેઓ ચુંટાયા હતા, પરંતુ તા. ૧૨ ડિસેંબર ૧૯૨૧ ના દિવસે મળેલા સમાચાર પરથી તેઓને કેદ કરવામાં આવ્યા છે. પ્રભો ! ભારતમાતાની સેવા અર્થે આવા આત્માર્પણ કરનારા પુરૂષોથી પુનઃ આ ભારતવર્ષ ક્યારે ઉભરાશે ?

તા. ૧૩–૧૨–૨૧ મંગળવાર

ઘાટકોપર.



# નવયુગ-સાહિત્ય.

---

| | | |
|---|---|---|
| ૧. | યુગાવતાર ગાંધિ. ( સચિત્ર ) મુ.- | ... રૂ.—૧) |
| ૨. | ખીલાફત સમસ્યા ... ... | ... રૂ.—૦ાા |
| ૩. | રાષ્ટ્રીય ગીતાંજલિ ( સચિત્ર ) ... | ... રૂ.—૦ા |
| ૪. | હિંદનું રાજ્યતંત્ર ... ... | ... રૂ.—૦) |
| ૫. | સી. આર. દાસનું જીવન ( સચિત્ર ) | ... રૂ.—૦ા |
| ૬ | મહમ્મદઅલિનું જીવન ( સચિત્ર ) | ... રૂ.—૦ા |
| ૭. | મહાત્મા ગાંધિની દિવ્યવાણી ... | ... રૂ.—૦) |
| ૮. | સી. આર. દાસનાં ભાષણો ... | ... રૂ. ૦ાાા |

ઉપરનાં પુસ્તકો ખાસ કોંગ્રેસ પ્રસંગે બહાર પડનારાં છે.

## તૈયાર થાય છે:—

સચિત્ર વણકર વિદ્યા. મહાત્માગાંધિના ભાષણો, લે‌ોનનું જીવન ચરિત્ર વિગેરે.

જથ્થાબંધ લેનારને ભરપુર કમિશન અપાય છે.

**લખો અથવા મળો:—**

**મેનેજર સરસ્વતી ભવન.**

**મદનગોપાળની હવેલી—અમદાવાદ**